ઇતિહાસ સાક્ષી છે, આપણા સંતો અને સુધારકોએ જ્ઞાતિવાદના કુરૂપને મિટાવવા માટે અનેક ચળવળો ચલાવી હતી. સાથે સાથે સમાજને સુધારવા માટે ક્રાંતિકારી કદમો ભરવાનું આહ્વાન પણ આપતા રહ્યા છે. જ્ઞાતિ પ્રથા ઉન્મૂલન અભિયાન અથવા સમતા આંદોલન ભારતીય ઇતિહાસમાં સામાજિક સુધારણાના ઇતિહાસનું ઊજળું પાનું છે. ગીતામાં સાચું જ કહ્યું છે કે, ''મનુષ્ય પોતાનાં કર્તવ્યોનું યથાર્થ પાલન કરી, જીવનના અંતિમ લક્ષ્ય મોક્ષને પ્રાપ્ત કરી શકે છે, પોતાના કર્તવ્ય પાલન દ્વારા સમાજની સેવા કરવાનું દરેકનું ધ્યેય હોવું જોઈએ. પાટીદાર કોમ જ્ઞાતિપ્રથાની પક્ષપાતી નથી, તે આ ઇતિહાસ દ્વારા સિદ્ધ થાય છે.

કૂર્મી જ્ઞાતિનો ઉદ્‌ભવ કેવી રીતે થયો ? તેઓનો વિકાસ કઈ રીતે થયો ? દેશના જુદા જુદા પ્રદેશમાં તેમની ઓળખ શું છે ? કયા કયા ઉતાર અને ચઢાવ તેમણે જોયા છે અને કઈ કઈ મુશ્કેલીમાંથી પસાર થયા છે ? તેનાં ઘટકો પ્રાચીનમાં શું હતાં અને વર્તમાનમાં શું છે ? ગુજરાતના પાટીદારોની સ્થિતિ આંતર ભારતીય ક્ષેત્રે અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે તેમનું પ્રદાન, તેમની પ્રગતિ, કલા અને સાહિત્યમાં તેમનું યોગદાન આ ગ્રંથમાં રજૂ થયું છે. તેનાં મૂળ પ્રાગ્ ઐતિહાસિક કાળથી મળે છે. વેદોમાં કૂરમ કૂર્મી શબ્દ ઋચાઓમાં પણ મળે છે. કૂર્મી આજે દેશની મોટી વસ્તીનો ભાગ છે. જે કૂરમી, કૂણબી, કુનબી, કુર્મા, કણબી, પટેલ, મરાઠા, રેડ્ડી, વલ્લિરગાર, કાપૂ, નાયડુ નામથી ઓળખાય છે.

**ભારતભૂમિનો ભવ્ય બગીચો,**<br>
**નંદનવન ગુજરાત;**<br>
**જ્યાં રોક જેવા કૂર્મીઓનું વતન છે ગુજરાત**<br>
**અમારું નંદનવન ગુજરાત.....**<br>
**એ બગીચો ખીલવ્યો કોણે ?**<br>
**કોણે પાણી પાયાં ?**<br>
**જમીન તોડી, ખેડી, ખીલવી,**<br>
**કુસુમ ક્યાંથી આવ્યાં ?.....**<br>
**પંજાબથી કંઈ કૂર્મી આવ્યા,**<br>
**કણબી થઈને ધસીયા,**<br>
**પટેલ, પાટીદાર, અમીન ને**<br>
**દેસાઈ થઈને વસીયા.....**<br>
**ગાંધીએ અવતાર લીધો જ્યાં,**<br>
**ભારત તારણહાર**<br>
**વલ્લભ-વિઠ્ઠલ રત્ન થયાં જ્યાં,**<br>
**કૂર્મી ક્ષત્રિય અવતાર**<br>
**અમારું નંદનવન ગુજરાત....**

**ધમધમ ધમધમ ધરતી ધ્રૂજતી,**<br>
**દુનિયા ખેડી નાખી,**<br>
**એવી પાટીદાર પ્રજાનું**<br>
**વતન છે ગુજરાત**<br>
**અમારું નંદનવન ગુજરાત.....**

"The Kurmis and Kunbis are in reality one class of people, and yet are known in various parts of the country by these separate designations, and under them are sub divisions into numerous tribes, some of which do not intermarry. They are very industrious and persevering, commonly thrifty and frugal, and living in the enjoyment of health and much social comfort."
Bombay Presidency and
Central Provinces